# વિનંતીપત્ર

## આબુજીનું તથા પંચ તીર્થનું વર્ણન.

શ્રી આબુજીની જાત્રા કરનારા શ્રાવક ભાઇયો માટે

ભાડેપ થવા સારૂ

આવૃત્તિ બીજી.

છપાવી પ્રસિદ્ધ કરનાર

શેઠ આચાળજી અમરશી.

અમદાવાદ

મનહર પ્રીન્ટીંગ પ્રેસ.

સંવત ૧૯૬૪. સને ૧૯૦૮

આબુજીનો મોટો નકશો તથા વિનંતીપત્રની ચોપડી

મળી નંબર ૨ ની

કિંમત ૦—૨—૦

# શ્રી આબુજીનું

# વિનંતિ પત્ર.

સર્વે શ્રાવક ભાઇઓને નમ્રતા પુર્વક વિનંતી કરૂં છું જે શ્રી આબુજીની જાત્રા કરનાર સર્વ ભાઇઓને વાકેફ થવા માટે છે. તે ધ્યાનમાં લઇને વાંચી વાકેફ થઇ જાત્રા કરવા જવાથી ઘણું સુલભ જણાય છે. જુવો કે પ્રથમ તો તીર્થ નજરે પડે તે વખતે રૂડા ભાવથી રૂડી રીતે નમસ્કાર કરીને શ્રીપંચ પરમેષ્ટીનું ધ્યાન ધરવું; કારણ કે તીર્થની ઉન્નતા એટલે વડીલપણું છે, માટે જુઓ કે શ્રીઆબુજીનું તિર્થ મરૂધર એટલે મારવાડમાં છે. વળી એવું કહેવાય છે જે મરૂધરમાં જે આબા ન હોય પણ આંબારૂપી મોટું શ્રી આબુજીનું તિર્થ છે. જેમ આંબાનું રખોપુ કરેથી મીઠાં ફળ આપે છે તેમ એ તિર્થનું રખોપુ કરવાથી અથવા ભકિત કરવાથી મીઠાં મોક્ષરૂપી અવિચળ ફળ આપેછે માટે એ મરૂધરમાં એટલે મારવાડમાં આંબો છે તે આબુગીરી-રાજ કેવો મોટો અને કેવો ઉંચો છે અને કેટલી જમીન રોકી છે કે મુળ પ્રથમ એટલે જમિન ઉપર ફરતી પ્રદક્ષણા એકવીશ જોજન એટલે ચોરાશી ગાઉની છે ને વચલે ભાગે નવ જોજન એટલે છત્રીસ ગાઉની છે ને ઉપરથી ત્રણ જોજન એટલે બાર ગાઉની છે તે આબુ ગીરીરાજ ઉંચો

પાંચ ગાઉ છે ને તે પાહાડ ઉપર બાર ગામ છે તેમાં હા-લમાં સાત આઠ ગામ દેખવામાં આવે છે. બાકી ગામો પહાડના ઓઠામાં રહ્યાં છે તે શ્રી આબુ ગિરિરાજના નકશામાં પણ છપાવી પ્રસિદ્ધ કર્યા છે ને શ્રી આબુ ગિરિરાજના પહાડ ઉપરથી ઉતરવાના તથા ચડવાના બાર રસ્તા છે તેમાં હાલમાં ત્રણ રસ્તા ઉપર ઇંગ્રેજે સડક બાંધી છે. બેતો આબુરોડ ખરેડી સ્ટેશનથી જવાય છે ને ત્રીજી સડક ગામ અણાદરેથી જવાય છે. તે અણાદરાથી આવતા ડુંગરના થડમાં મોટું એક વૈશ્નવનું કોડીધ્વજ નામનું ઘણું ચમત્કારિ તિરથ છે તેમાં હાલમાં ઘણો ભાગ આબુરોડ ખરેડી સ્ટેશનથી ઉતરીને જાય છે. તે હવે જાત્રા કરનાર શ્રી સંઘ જાત્રીને રેલની ગાડીથી આબુરોડ ખરેડી સ્ટેશનથી ઉતરીને બજારમાં જતાં સામો શ્રી શીરોહીના રાજા સાહેબનો માજીસ્ટ્રેટ ખાતાનો બંગલો આવે છે ને ત્યાં નાકેદાર સામાન જુવે છે ને હાંસલ લેવામાં આવે છે. ત્યાંથી ડાબે હાથને માર્ગે કેસરગંજમાં દરબાર સાહેબની બંધાવેલી એક મોટી ધર્મશાળા છે ત્યાં થઇ શ્રી અંબાજી જવાય છે અને ત્યાંથી શ્રી અંબાજી દસ ગાઉ પહાડમાં છે ને અંબજીના દેરાથી એક માઇલ એટલે આશરે અરધો ગાઉ શ્રી કુંભારીઆજીના દેરાસરો મોટાં ને ઘણાં રમણિક ને આરસપહાણના કરાવેલાં છે, ને તેમાં ઘણી કોરણી સહિત પાંચ દેરાં છે તેમાં એક દેરૂં મુળનાયકજી શ્રી નેમિસરજી માહારાજનું છે. આ શ્રી કુંભારીયાજીના દેરાસર હાલમાં વગડામાં છે ત્યાં બીજી કાંઇ વસ્તી નથી કારણ કે

આગળ ત્યાં કુંભલમેર નામની નગરી થઈ હતી તેથી કુંભારીઆજી નામ પડયું એવું સંભળાય છે. તે નગરીમાં એંસાસા કરીને એક મોટા શેઠ થઇ ગયા છે તે શેઠ કિમિઆ કરવા ભઠીઓ કરી હતી તેના કાઠોડાના ઢગલા પડેલા છે તેને હાલમાં વેશ્નવ તથા બ્રાહ્મણ લોકો નીંદારૂપે એમ કહે છે જે અંબાજીના શ્રાપથી દેરાં બળ્યાં છે, પણ તે વાત જુઠી છે. કાઠોડાના ઢગલા જોતાં કીમીઓ કરાવ્યો એમ સંભવે છે. વળી એ શેઠને અમરવેલ પણ મળી હતી. એ દેરાસરો શેઠ વિમળશાનાં કરાવેલાં હતાં. કારણ કે વિમળશા શેઠનાં માબાપ મરણ પામ્યાં પછી પોતે મુશાળમાં મોટા થયા. તેમનું મુશાળ આ કુંભલમેર નગરીમાં હતું. વળી એ શેઠે કોઈ અવસરે વણજારાની પોઠો ખરીદ કરી હતી તે પોઠમાં વણજારાની છોકરીને મારગમાં આવતાં નદીમાંથી પારશ્વનાથજીની મુરતી મળી હતી તે રમવાના કારણે પોઠમાં ઘાલી હતી. તે મુરતી પોઠમાંથી નીકલી તે ઘણી મેનતથી વણજારાની છોડીને બીજુ રમકડું આપી સમજાવીને લીધી ને સેઠે પોતાના ઘરમાં ઓછવ કરી સ્થાપન કરી તેથી તેને, શ્રી પારશ્વનાથજી મહારાજની આસતા ઘણી હતી. તેમના પ્રભાવથી તે બાર પાદસાહીના દીવાન થયા હતા ને તેમણે ઘણાં ઉત્તમ કામ કરયાં હતાં. આ દેરાં ઘણાં સુંદરને તીરથ પણ મોટું છે. પણ ત્યાં ઘણા જાત્રાળુ લોક જઇ શકતા નથી. કારણ કે ગામમાં દાંતાના રાણાજીનું મુંડકુ તથા વળાઉ ઘણું લેછે માટે જાત્રી લોકો વધારે જઇ શકતું નથી. બીજુ હાલમાં ગામ દાંતા-

ના રાણાજીને એકલા શ્રી કુંભારીયાજીની જાત્રા કરે તેનું સુઝ્યું એવું લેવું તેઓ ભાવ જણાય છે તેનું થાય તો જાત્રી લોકો વધારે જાય ને ઉપજ પણ સારી થાય. હવે આબુરોડ સ્ટેસન સામે માસ્ટરેના બંગલાની જમણે હાથે બાજુ બુધલીંગ બીસનચંદના મકાનમાં એક ધર્મશાળામાંથી જવાય છે. ફકત એ ધર્મશાળા જૈનધર્મી ભાઇઓને ઉતરવા સારૂ કરાવી છે તેમાં કોઈ પાસેથી ભાડુ લેવાનો હક રાખ્યો નથી. આ ધર્મશાળાના દરવાજા ઉપર એક નાનું ઘણું સુંદર દેરાસર છે તેમાં ત્રણ પ્રતિમાજી છે. ત્યાંથી પછી શ્રી આબુજી ઉપર જવા સારૂ ગાડી, ઘોડા તથા બેલગાડી મજુર વીગેરે મળે છે ને ત્યાંથી જતાં મારગમાં શ્રી સીરોહી દરબાર સાહેબની તરફથી મુડકું માથા દીઠ રૂ૧)આ આસરે લેવાય છે પણ જોગી જંગમ, સાધુ, સાધવી, સેવક, ભિક્ષુક, બ્રાહ્મણ, રજપુત, મુસલમાન, ચાકર, સીપાઇ એટલાનું માફ કરે છે તેનું સંભળાય છે ને તે મુડકાના પૈસા લઇ પછે ટીકેટ આપે છે. ત્યાંથી જતાં નદી ઉતરીને એ મારગ છે. તે મારગ વચ્ચે ઇંગ્રેજ લોકની ખુરાક છે તે ખાણુ ખાવા માટે છે. એ મારગે જતાં ડુંગરના થડમાં શ્રી રખી કૃષ્ણજીનું એક મોટું દેરૂ છે તે પાંડવ વનવાસ આવ્યા તે વખતનું બંધાવેલું છે એમ કહેવાયછે તથા ત્યાં ચંદ્રાવતી નગરી હતી તેનું ખંડેર એટલે એધાણીઓ પણ હાલમાં દેખાય છે. તે દેરા પાછળ પાણીનો એક મોટો કુંડ પથ્થરથી બાંધેલો છે. વડના ઝાડ નીચે પાણીની પરબ પણ બેસે છે ને ત્યાં સીરોહીરાજની તરફથી થાણું આગળ

હતું તે હવે નથી, ને ચોકી પણ નથી. મારગ સુનો પડ્યો છે. ત્યાં જાત્રાળુ લોકો જતા નથી, ને અરેઠીની ઉપરથી નવી સડક કરી છે તે ઉપર ગાડી, બગી, ઘોડા તથા ઉંટ વીગેરે સરવે જાતની સ્વારીઓ જાય છે. તે સડક ગામ માનપર ઉપર થઇને જાય છે. ત્યાંથી ડુંગરે ચઢતાં ઘણી સારી રમણીક સડક તથા હુવા આવે છે ને ડુંગરે ચઢતાં ગાઉ ગાઉએ ચોકીઓ આવે છે તે એકથી બીજી ને બીજીથી ત્રીજી એમ કરતાં ચોકીઓઓ મુકી પાછા વળે છે. તે ડુંગર ઉપર ગાઉ ત્રણને આશરે ચડયા એટલે છીઆવેડી આવે છે. ત્યાં પાણી ઘણું સુંદર છે. આંબા વીગેરે ઝાડ પણ ઘણાં નેથા શીતળતા ઘણી ને હુવા પણ ઘણી સારી આવે છે. ત્યાંથી આગળ, ઉપર ચડયા એટલે સાત ઓરંની એટલે એક ડુંગરને સાત આંટા ચડવાના મુકયા છે તેને સાત ઓમી કહેછે. ત્યાંથી પછે સીધી સડકે આગળ જતાં ગામ આરણા આવે છે. તે ગામ પાસે તલાટીની ધરમશાળા શ્રાવકોની બંધાવેલી છે. તે ધર્મશાળામાં શ્રાવક લોકોને જાતરા કરી આવતાં ભાતુ ખાવામાં લાડુ તથા સેવો મળે છે. બીજી જાતને પોસ પોસ સકેલા ચણા મળે છે તથા પાણીનો કુવો તથા કુંડ પણ છે ત્યાં આગળ સ્વામિભક્તિ ઘણી સારી થાયછે એ તલાટીનો ભાતાખાતાનો વહીવટ અવચળગઢના કારખાના તરફથી થાય છે. તલાટીથી થોડે દુર ગએથી બે મારગો એટલે બે સડકો ભેગી થાયછે. મારગમાં પાણીની પરબો પણ આવેછે. ત્યાંથી પછે ગામ આરણા પાસે થઇને અંગ્રેજી કાંપમાં જવાય છે ને તે કાંપ સુધી જવાનો મારગ ઘણોજ સારો અને સરખો

છે ને એ મારગે ચાલતી વખતે હવા તો એવી આવે છે કે સીતળ સુગંધીમય, તેથી માણસો ઘણું સુખ પામે છે. પછી ને છાવણીથી ડાબે હાથે મોટું એક નકી તળાવ છે. તે નકી તળાવ ઉપર શીરોહી દરબારનો મોટો શોભીતો એક બંગલો છે. વળી પહાડ પરબતો તથા ઝાડી જંગલથી ઘણું રમણીક શોભી રહ્યું છે. આગળ એટલે અસલવારે નવ ગામોના માણસ પાણી પીતા હતા તેથી તેનું નામ નકીતળાવ કહે છે. તે તળાવને કાંઠે મહાદેવ તથા માતાનાં દેરાં પણ છે. ત્યાં બાવા લોકો પણ રહે છે. તે છાવણીથી જમણા હાથને મારગે થઇ શ્રી દેલવાડાના દેરાસરોમાં જવાની મોટી સારી એક સડક છે તે દેલવાડા સુધી ગાઊ પણુ જાય છે. તે સડકે જતાં વચગાળે સામુ ડાબે હાથે મોટા પહાડોમાં અધર દેવી માતાજીનું દેરૂં દેખાય છે. તે દેરા પાછળ પાપકુંડ મહાદેવજી છે. વળી રસકુંપા વાવ પણ છે. ત્યાં વાઘ, રીંછ, વગેરે જાનવરોની બીક ઘણી લાગે છે તેવું જંગલ છે. વાંદરાઓ હુકાહુક કરી રહે છે, ત્યાંથી નજીક શ્રી દેલવાડાના દેરાસરો દેખાયા છે તે દેરાં ઘણાજ સુંદર ને સારાં રમણીક છે ને તે દેરાસરોમાં કોરણી તો એવી કરી છે કે જોતાં જોતાં થાક લાગે, પણ એ કોરણીનો પાર આવે નહી. ત્યાં ઉતરવાની ધર્મશાળાઓ તથા વાસણ ગોદડાં અને સીધુસામાન સર્વે મળે છે. તે તીરથ ઉપર જાત્રાળુ લોકો એક દીવસ રહે અથવા પાંચ સાત દિવસ રહે તોપણ રાતે ચોકીનો જણ એકે આનો ૦। લેઇને પહોંચ આપે છે. એ દેરા પાછળ એક હનુમાન તથા રશીઓવાલેમ તથા કુંવારી કન્યાનું દેર

છે. એ કન્યાના માબાપે એવું પણ લીધું હતું જે આ આબુરાજની એક રાતમાં બાર પાજો બાંધે તેને કન્યા પરણે એવું સાંભળીને રસીઆવાલેમ જાતનો ક્ષત્રી તે દેવી સાથ નાવાળો હતો તેને એ વાત કબુલ કરીને દેવીની સાજથી મારગ બાંધવા માંડયો. પછે કન્યાની માને એ વસની હતો માટે એ કન્યા ન પરણુવાના ભાવથી પહોર રાત્રી રહી તે વખતે કુકડાનું સ્વરૂપ ધરીને બોલ્યો. પછે બારમી પાજ બાંધતાં અધુરી રહી તેથી એ કન્યા તેને પરણાવી નહીં ને તે મરણ પામી. તેથી કુંવારી કન્યા એવું લોક ભાષાથી નામ ચાલે છે.

શ્રી મુળનાયકજી મહારાજાનું દેરૂ શેઠ વીમળશાનું કરાવેલું છે. તેમાં શ્રીપારશ્વનાથજીની અધીષ્ટાયક દેવીનું એક દેરૂં છે. એ શ્રી મુળનાયકજી માહારાજના દેરાનો ખરચ અઢાર કરોડ ને તેપન લાખ રૂપીઆનો થયો છે. ને તેમની પ્રતીષ્ટા સંવત ૧૦૮૮ ની સાલમાં થઇ છે ને પંદરસે કારીગરો મળીને ત્રણ વરસમાં એ પ્રાસાદ તઇયાર કરાવેલો છે. મજુરની ગણત્રી મુકી નથી. એનું દ્રષ્ટાંત એમ બતાવ્યું છે જે આરસના પથ્થર બાર ગાઉથી મંગાવતા હતા; તે હાથોહાથ લંબુ ચાલ્યું આવતું એટલા મજુર રહેતા હતા એવું કહે છે ને એ દેરામાં મુળનાયક શ્રી રૂષભદેવજી મહારાજનું બીંબ સર્વ ધાતુનું ઉંચાણમાં એકાવન આંગળ ને પ્રમાણે બીરાજમાન કરેલા, તે જ્યારે અલાઉદ્દીન ખુની બાદશાહ સર્વેના ધર્મને તથા દેવને ખંડન કરતો કરતો એ પાહાડ ઉપર આવેલો તે વખતે એ પ્રતિમાજી લેઇ ગયો,

ને તમામ કેરણીનું ખંડન કર્યું. તે પછી કેટલાક દીવસ સુધી દેરૂ ખાલી પડ્યું હતું તેમાં ભીલ લોકો રહેવા. તે પછે હાલમાં જે મહારાજ બીરાજમાન કર્યા છે તે છે. શ્રી નેમીસરજી મહારાજનું મોટું દેરૂં વસ્તુપાળ તેજપાળનું બંધાવેલું છે તેમાં કોરણીનું કામ વધારે છે ને તેનું ખરચ પણ ઓછું થયું છે. એટલે બાર કરોડ ત્રેપન લાખ રૂપીયા થયું છે તેનું કારણ એમ સંભવે છે. જે પ્રથમ જે વખતમાં હશે વીમળશા શેઠ સંઘ લેઇ શ્રી આબુ ગીરીરાજ ઉપર આવેલા તે વખતે બ્રાહ્મણ લોકો ઘણા રહેતા ને મહાદેવજીનાં દેરાં પણ સાતસેં હતાં એમ કહેવાય છે તે વખતે પરમારનું રાજ હતું માટે શેઠને દેરૂં બાંધવાની હરકત કરી, ને બ્રાહ્મણ લોકો રાજા પાસે ફરીયાદ ગયા. તે સાંભળીને શેઠ પણ નજરાણો લેઇને રાજા પાસે આવીને ભેટ મુકી બેઠા. રાજાએ આદર સનમાન કરી આસન આપ્યું. ને પુછયું જે આ વીષમ પાહાડ ઉપર આપનું આવવું શો કારણે થયું છે ? ત્યારે શેઠે કહ્યુંજે આ અસલ હમારૂ તીર્થ હતું તે વિછેદ પડી ગયો છે તેનો ઉદ્ધાર કરાવાની ઉમેદવારી છે. તેમાં આ બ્રાહ્મણ લોકો ઘણી હરકત કરી બેઠા છે, ત્યારે એકદમ બ્રાહ્મણ બોલ્યા જે એ તીર્થ હમારૂં છે ત્યારે રાજાએ કહ્યું. જે એ વાતનો મોટો વાંધો છે માટે કાલે આવજો વીચાર કરીને કહીશું. તે પછે સૌ સૌને ઠેકાણે ગયાં. શેઠ પોતાને મુકામે આવી શોકાતુર થઇ અઠમનો તપ કરયો. તેજ રાત્રે શ્રી પારશ્વનાથજીની અધીષ્ટા એક શ્રી અંબાજી દેવીએ સ્વપ્નું દીધું ને પ્રતક્ષ થઇ કહ્યું જે તું કશી શું કરવા કરે

છે તારી ફતેહ થશે, ને એ બ્રાહ્મણો સાથે બંદોબસ્ત કરી રાજાને સાક્ષિ રાખી લેખ કરાવી લેજે, કે એક બ્રાહ્મણની કુંવારી કન્યાને નવરાવી હાથમાં ફુલનો દડો આપી એ પાહાડ ઉપર ફેરવવી જે જગોએ ફુલનો દડો હેઠો પડે તે જગોએ ખોદાવી જો જે કે જેનું તિરથ હશે તેના દેવ નીકળશે એવું કહી દેવી અદ્રષ્ટ થઇ ગયાં. પછે શેઠે રાજા પાસે જઇ તેવીજ રીતે બંદોબસ્ત કરી સરવે કામ દેવિએ કહ્યા પ્રમાણે કર્યું. તે ફુલનો દડો તે દેરા આગળ પડયો ત્યાંથી ખોદયું, તેમાંથી મોટી સ્યામ પ્રતમાજી નીકળ્યાં તે હાલમાં એ દેરાની ડાબીબાજુ ખુણામાં અંબાજીની દેરી પાસે ઓરડામાં બીરાજમાન કર્યાં છે. તે પછી બ્રાહ્મણ લોકો હારીને લાચાર થઇ શેઠની આગળ ઘણી રીતે પ્રાર્થના કરવા માંડી. જે સાહેબજી હવે તીર્થ તમારૂં થયું તેથી હમારૂં માન દિન દિન ઉતરતું જશે ને છોકરાં છઆંગો ભુખે મરશે એ વીગેરે ઘણી રીતે કરગરવા લાગ્યા. તે સાંભળીને શેઠને કરૂણા આવી કે બ્રાહ્મણોના આત્માને દુખ દેઇ આપણે કામ કરવું તે આપણો વેહેવાર નહીં માટે બ્રાહ્મણોને કહયું જે અમને એક દેરૂં બાંધવા જેટલી જમીન વેચાતી આપો. તે પછી તે જમીન સપાટ કરાવી ચોખંડા રૂપીઆ પાથરીને એ જમીન વેચાતી લીધી. તે દ્રવ્ય લેઇ ઘણુંક દિવસ પછી સરવે બ્રાહ્મણો નીચા ઉતરી જતાં જતાં નદીનો કાંઠો જોઇ સીવપુર એવું ગામ વસાવી રૂદ્રમાળા બાંધી એક મોટુ માહાદેવજીનું દેરૂં બાંધી તીર્થ કરયું. ને ત્યાંજ રહ્યા તેવું સાંભળ્યું છે. શેઠને જમીનનો ખરચ લાગ્યો, વળી કારીગરો

ઘેર જવા માંડયા તેથી તેને ન જવા દેવાને માટે પોતાના કુટુંબ સહિત વધારે પગાર આપી રાખ્યા તેનું પણ વધારે ખરચ લાગ્યું. ત્યાં એક ગુણકાની દેરી છે તે નકશામાં નથી કારણ કે પાહાડની પાછળ અચળગઢથી ઉતરતા છે માટે. વળી ગાઠા વાટ બાંધી ગાડાં ચલાવ્યાં, વળી કારીગરોશી ખેલાં ને કામ જોઇને કરવું તેથી વિમળશાને વધારે ખરચ લાગ્યું એમ સંભવે છે વળી દેરાણી જેઠાણીના એ બે ગોખલા શ્રી નેમિસરજી માહારાજના દેરામાં મંડપ ઉપરના બારસાતની બે બાજુએ કરાવ્યા છે તેમાં કહે છે જે અઢાર લાખનો ખરચ થયો છે તે સંભવતું નથી કારણ કે આ રવાડમાં બાપનું નામ પેહેલું ને દિકરાનું નામ પછી એમ જોતાં તો એક લાખને અઢારનો ખરચ થયો હશે એમ સંભવે છે. શ્રી રૂખભદેવજીનું દેરૂં ભેંસાસા શેઠનું બંધાવેલું તે અધુરૂં રહ્યું છે એમ કહે છે. ને શ્રી ચોમુખજીનું દેરૂં તો કારીગરોએ પથ્થર વધેલા ઘણા પડયા દેખિ પોતાનું નામ કરવા સારૂ બાંધ્યું, તેથી એમ કહે છે જે કારીગરનું બાંધેલું છે. શેઠ વિમળશાએ દેરાસર તઇયાર કરયા પછે ૧૦૮૮ ની સાલમાં પ્રતિષ્ટા કરાવી પાછા વળ્યા પછે અંબા દેવિએ સ્વપ્નું દિધું કે હવે તારે બીજું શું કામ છે હું તુશ્ટમાન છું. ત્યારે શેઠે કહ્યું કે મારે વંશ જોઇએ નહીં હેવી રીતે નખોદ માગ્યું તેથી દેવિયે કહ્યું કે આ શું માગે છે શેઠે કહ્યું કે મારે પાછળ વંશ જોઇએ નહીં તેવું વચન આપી દેવિ અદ્રષ્ટ થઇ ગયાં. પછે સેઠ નીચાં ચંદ્રવતી નગરીમાં ગયા ને તે નગરીનો શંઘ ભેગો કરીને એ

દેરાની સુંપરત કરી. તે નગરીના લોકોએ સરવે સંધમાંથી ૩૬૦ લખપતી ભેગા થઈ ઓછવના વારા બાંધા તે જેને ઘેર વારો આવે તે દીવસે એ ધણી પુજા પરભાવના તથા સ્વામી ભકિત કરી સરવેને જમાડે. હેવી રીતે એ તીરથની પુજા થઇને બારે મહીને એક દીવસ ચુલો સળગાવવો પડે હેવી રીતે એ તીરથની ભગતી તથા સ્વામી ભાઇઓની ભગતી થઇ છે. એ દેલવાડાના તીરથના દરવાજા બહાર શેઠ હઠીભાઇની ધરમસાળા પાછળ એક મોટું દીગંબરીનું દેરૂ છે તેની પાછલી સડક પર થઇ ડાબે હાથે શ્રી અચળગઢ જવાય છે. ત્યાંથી અચળગઢ બે ગાઉ છે તે મારગે જતાં વચ્ચે એક ચોકી આવે છે ને ગાઉ એક ગયા એટલે એક ગામ ઓરીઆ કરીને આવે છે તે ગામમાં એક શ્રી મહાવીર સ્વામીજી મહારાજનું દેરૂ છે તે ગામને પાછળ એક મોટો પહાડ છે તે પહાડને ગુરૂ સીખર કહે છે કારણ કે એ પાહાડના સીખર ઉપર ગુરૂ દતાત્રીનાં પગલાં છે. વળી એવું કહેછેકે એ પહાડ ઉપર સાડીત્રણ કરોડ મુની સીધાપદ વર્યા એટલે મોક્ષ ગયા છે ને તે એમ સંભવે છે કે શ્રી દેલવાડના દેરાસરો તથા અચળગઢના દેરાસરો જે વખત નોહતાં ને શ્રી આબુજીનું તીરથ મેટી પંચતીર્થી ગણાય છે માટે એ મુનીઓ સીદ્ધી પદ વર્યા ને તીરથંકરની ફરસના થઇ તેથી મુનીની વાત ખરી એમ સંભવે છે. એ ગુરૂશીખરના પહાડનો દેખાવ શ્રી આબુજીના નકસામાં શ્રી દેલવાડના દેરાઓ તથા અચળગઢની વચે છપાવ્યો છે. તે પહાડના ફરશના કરવા જોગ છે પણ મારગ ઘણો

કઠણ છે માટે ઝાઝુ કોઇ જાત્રાએ જતું નથી. તેનો મારગ ગામ ઓરીઆથી જાય છે. એ ઓરીઆ ગામની સામુ જમણા હાથ ગમી પહાડ ઉપર ચડી જુવે તો શ્રી અચળગઢનું દેરૂ શ્રી મુળનાયકજી મહારાજનું દેખાય છે. જ્યાંથી તીરથનાં દેરાસરનું શીખર નજરે પડે તે વખત ત્રણ ખમાસમણા દેઇ વંદના કરવી જોઇએ છીએ. વળી એ ગામ ઓરીઆથી અચળગઢ જતાં પગ રસ્તે છે તે ગામ ઓરીઆના ખેતરો મુકયા પછી પહેલું અચલેશ્વર મહાદેવનું દેરૂ આવે છે. તે દેરૂ ૮૧૩ ની સાલમાં બંધાવ્યું છે. તે દેરામાં મહાદેવજીનો અંગુઠો પુજાય છે. તેનું કારણ એમ સાંભળવામાં આવ્યું છે જે એ દેરા આગળ એક બ્રંમખાડ હતી. તેના કીનારા ઉપર એક રૂષી તપશ્યા કરતો હતો. તે રૂષી પાસે એક કામધેનું ગાય પોતાને દુધ પીવા સારૂ રેહેતી હતી તે કોઇ સમાજોગે ચરતા ચરતા પગ ખશી જવાથી તે બ્રંમખાડમાં પડી તેજ વખતે તેના આંચળમાંથી દુધની ધારાઓ છુટી તેથી તે બ્રમખાડ દુધે ભરાઇ ગઇ. તે ગાય તરીને પોતાના રૂષી પાસે આવીને મસ્તક નમાવી પગે લાગીને તેજ વખતે મરણ પામી. તે પછે તે રૂષીએ વીચાર કરયો જે મારી ગાય તો તરીને ઉપર આવી પણ બીજાં જાનવરો તથા ગાયો પડીને મરણ પામશે તો મને ગૌહત્યા લાગશે માટે આ બ્રમખાડ પુરાવી જોઇએ છે તેવો વીચાર કરીને પોતાના તપના બળે કરીને આકાશ મારગે ઉડીને વીંધાચળ પરવત પાસે ગયા. ત્યાં જઇને તેના મંત્રનું ધ્યાન ધરયું તેજ વખતે વીંધાચળ પરવત આજ્ઞા-

સુનું રૂપ કરી રૂષી પાસે આવ્યો ને રૂષીને કહ્યું જે મને
શું કરવા બોલાવ્યો છે. તે રૂષીએ કહ્યું કે સારૂ આશરામ
અર્બુદાગીરી પરવત ઉપર છે તે આશરામ આગળ એક
મોટી ભ્રમખાડ છે તે ખાડમાં મારી ગાય પડીને મરણ
પામી છે માટે તે ખાડો પુરવા સારૂ તમારૂ સમરણ કરયું
છે. ત્યારે તે વીધાચળ પરવતે કહ્યું કે મારો પુત્ર એક અચ-
ળવાળા છે તેને મોકલી ખાડો પુરાવીશ, તેવું કહી તેજ વખતે
પોતાના પુત્રને બોલાવીને હુકમ કરયો કે જા તું અર-
બુદ ગીરીમાં એક ભ્રંમખાડ છે તે જઈને પુર. તે
પોતાના પીતાનો હુકમ સાંભળી તેજ વખતે આકાશ મા-
રગે થઇ આવીને તે ખાડામાં સમાઓ તે વખતે તે રૂષીને
કહ્યું કે આ જગાએ કાંઇક મારૂં નામ થવું જોઇએ છે ત્યારે
તે રૂષીએ કહ્યું જે તારા નામથી એક મોટું મહાદેવનું દેરૂ
બંધાવીશ. તે પછી કેટલાક દીવસે વીચાર કરીને વીચારૂં જે
સરવે પ્રથ્વી ઉપર તો માહાદેવનું લીંગ પુજાય છે તો તે
અપવાદાને અશુભ ભાસો છે ને આપને તો શ્રી માહાદેવ-
જીના ચરણ પુજાવા તેજ સારૂં છે તેવો વીચાર કરી જ-
મણા પગના અંગુઠાનું સ્થાપણ કરી અચળેશ્વર મહાદે-
વ એવું નામ દીધુ તેવી વાત સાંભળવામાં આવે છે. તે
દેરા પાસે તળાવ છે. તે તળાવના કીનારા ઉપર ભેંસાસુર
દઇતના ત્રણ પાડા છે તે એવું સાંભળું છે જે પાંડવો
જ્યારે ઉપર આવી જગન્ય કરતા હતા તે પછી અરજુનનાં
જોવામાં આવ્યું તેજ વખતે બાણ મારી પરાજય કીધો
તેમાં એમાંનો એક પાડો તો બાણના જોરથી ઉડીને ગંગ

નદીના કાંઠા ઉપર જઇ પડયો છે તે લોકીક વાત સંભળાયછે. ગઢનું નામ પણ મહાદેવજી ઉપરથી અવચળગઢ પાડયું છે. વળી પારવતીજીનું ત્રીશુળ બડાવતાં એક લોહાનો કટકો પડયો છે તેને હાલમાં વૈશ્નવ લોક ભીમની મોઇ કહે છે. તે ત્રીશુળ મહાદેવના દેરામાં છે. વળી એ મહાદેવજીના દેરામાં એક સરવ ધાતુનો પોઠીઓ છે. વળી એ દેરામાં મહાદેવજીનો અંગુઠો પુજાયછે. વળી તે મહાદેવજીના દેરા સામે ઉંચાણમાં ઝાડીમાં એક શ્રી શાંતીનાથજી મહારાજનું મોડું દેરૂ છે તે કુમારપાળ રાજાનુ બંધાવેલુ છે એમ કહેવાય છે. ત્યાંથી મહાદેવજીના દેરા પાસેથી ચાલતાં એક મોટો દરવાજો આવે છે ત્યાં હનુમાનની ચોકી છે. ત્યાંથી ચાલતાં સામે એક મોડું તળાવ છે તેને કપુરસાગર કહે છે તેની પાસે એક વાવછે તેની પાસે ઉંચા ચડયા એટલે અવચળગઢ ગામનો દરવાજો આવે છે. તે દરવાજામાં પેસતાં જમણે હાથે કારખાનુ એટલે ભંડાર તથા ધરમશાળાઓ છે. એ ભંડાર તથા ધરમશાળાઓ પાસે એક શ્રી કુંથુંનાથજી મહારાજનું દેરૂ છે. આ ગામમાં વાણીઆના ઘરબાર છે ત્યાં સીધુસામન ગોદડાં વાસણ વીગેરે સર્વે મળે છે ત્યાં શ્રી સંગજાત્રીને રાત રહેવા વીશે કોઇ રીતે હરકત નથી ને ઘણું સુખ છે. ત્યાંથી ગામમાં થઇ ઉંચા ચડતાં એક મોટા નવી ધરમશાળા સંઘની મદદથી બંધાવેલી છે તેમાં થઇને દેરાસરમાં જવાય છે. તે મોડું દેરૂં અતી ઉંચુ ને ઘણું રમણીક છે. તેમાં બે ચોમુખજી મહારાજ સર્વ ધાતુના ચોદસે ચુંમાળીસ મણનાં કહેવાય છે કારણ કે આબુગઢનો કિલ્લો

ચીતોડગઢવાળો કુંભો રાણો તેને બાવન કિલ્લા જીતી છેવટે આબુનો કીલ્લો લીધો. તીહાં કેટલાક દીવસ રાજ કરી પોતે મરણ પામ્યો. તેને પુત્ર નહોતો તેથી તેની બે રાણીઓએ વીચારયું જે આપના વંશમાં કોઇ પિતરાઇઓ જાગશે તો તે આવી ભંડાર વિગેરે સરવે ખજાનો લુટી જશે તેવો વીચાર કરી પોતાના બે દીવાન શાંશા ને સુલતાનજી એવા નામે હતા તેને કહ્યું જે મારા ધણીનું અતરે નામ કરો ને કાંઇ તીરથ બાંધો. ત્યારે તે દીવાન મુળ જેની હતા તેને વીચાર કરયો જે જૈનીનું તિરથ ઘણા કાળ પુજાશે માટે જૈનનુ તીરથ કરવું તે સારૂ છે પછે રાણિઓયે પણ કબુલ કર્યું ને હેવું કહયું જે ચીતોડઘઢ મારે મેહેલ ઉપર બેઠે દરશન થાએ તેવી ઉંચી જગ્યા જોઇને પાયો નાંખ્યો. તે પછે કોઈ રાજા આબુનુ રાજ લેવા સારૂ ફોજ લઇ આવેછે તેવી ખુમ સાંભળી તેથી એકદમ કારીગરો બોલાવીને ખજાનામાંથી સોહરો વિગેરે દ્રવ્ય કહાડી સર્વ ધાતુ મેળવી તેના બાર બીંબ કરાવ્યા તેનું વજન ચઉદસોને ચુંવાળીસ મણ થયું. તે પછે એ પ્રતિમાઓ ઘણા કાળે જુદી જુદી શાલમાં પ્રતિષ્ટા કરાવી પધરાવી. છેવટે શ્રી મુળનાયકજી મહારાજની પ્રતિષ્ટા ૧૫૬૬ ની સાલમાં થઈ છે, તે લેખ ઉપરથી એમજ જણાએ છે. વળી આ દેરામાં પેસતાં બે બાજુ બે દેરાસરો છે તેમાં એક તો શ્રી નેમનાથ મહારાજ તથા બીજામાં શ્રી પારશ્વનાથજી મહારાજ બીરાજમાન થયેલા છે, વલી દેહેરા બહાર નીકળી જમણા હાથપર ચોમુખજી જતાં રૂપવિજેજીમહારાજની છત્રી છે. ત્યાંથ નીચે ઉતરતાં જમણે હાથે એક નવું કરાવેલું ન

નગારખાનું છે. વળી તેના પાસે શાંતિદાસ સેઠજીનું કરાવેલું શ્રી ઋષભનાથજી મહારાજનું એક દેરૂ છે ત્યાંથી બહાર નિકળતાં બારણા પાસે હનુમાનજીની ચોકી છે. ત્યાંથી નવી ધર્મશાળના દરવાજા બહાર નીકળ્યા પછે જમણા હાથે વાર પાસે થઇ ઉંચા મારગે જાતા આગણુ ભદરવા નામ નાં તળાવ છે ત્યાં જવાય છે ને તે તળાવ ભેગાં છે ને તળાવ આગળ આબુનો રાજા મરણ પામ્યો તેથી રાણિયે રૂદન કરયું તેના આંસુઓથી ભરાએલાં છે એમ કહેવાય છે. એ રાજાના મહેલનું જુનુ ખંડેર પણ ત્યાંજ છે. વળી ત્યાં ગુફાઓ જણાય છે તે ગુફા જોવા લાયક છે.

હવે શ્રી અચળગઢના તિર્થનું મુળનાયકજી માહારાજનું મોટું દેરૂં સાસા ને સુલતાણ નામના બે દીવાન થઇ ગયા તે જૈનધર્મી હતા તેમને દેરૂં બંધાવતાં કોઈ રાજાના ભયના કારણથી એકદમ સર્વે ધાતુના બીંબ ભરાવી પોતાને દેશ ચિતેડગઢ નાશી ગયા. તે પછી ઘણા દીવસને આંતરે સંવત ૧૫૬૬ ની સાલમાં શ્રી મુળનાયકજી મહારાજની પ્રતિષ્ઠા કરી બીરાજમાન કર્યા. પછી આ દેરાનું કામ શ્રી સંઘની મદદથી સંપુરણ થયું. તે પછે ચોટો રંગમંડપ તથા બહારની છત્રી શ્રી રૂપવિજેજી મહારાજે કરાવી, આ દેરૂ ઘણું અદભુત ને રમણીક ને ઉંચુ એવું શોભાયમાન છે કે જેમ આકાશમાંથી વેમાન ઉતરયું ન હોય એમ શોભાયમાન થઇ રહ્યા છે. વળી ઘણી તરેહથી જંગલ ઝાડીથી એ પહાડ ઘણો શોભીતો રહયો છે. ઘસાં જોગી લોકો તથા તેના આસનો પણ તેમાં રહ્યાં છે વળી એ જંગલમાં

વાઘ રીંછ, વરૂ, સાબર, શીયાળ વીગરે જાનવરો ઘણી તરેહનાં રહે છે. વનસ્પતીમાં ચંપા, આંબા આંબલી જાઇ, જુઇ, કેતકી, ગુલાબ, સેવંતરી વીગેરે ઘણી તરેહના પુષ્પથી છવાઇ રહયો છે. તે એમ માલમ પડે છે જે લીલાં આભરણ પેહેરીને ફુલના હારોથી સુગંધમય થયો ન હોય તેમ સોભે છે. વળી પવન તો એવો ચાલે છે જે લીલા આભરણ તથા પુષ્પના હારો તાપથી કરમાઇ જવાની બીકથી એકદમ દશો દીશાથી વાદળીઓને દોડાવી લાવી તે પહાડ ઉપર એકદમ ગઠા કરેછે જેથી આખો દીવસ શીતળતા રહેછે. તે શીતળતાથી ઘણી સરદી ને ચુમાસામાં તો એ વાદળીઓના બીજા પરીવારના વીજોગથી તમામ વાદળાનો પરીવાર ભેળો કરે છે તેથી ઘણું અંધાકુત થઇ જાય છે તે પછે શીઆળામાં તો તાહાડ હેમ ને સરદી હવી પડે છે કે તળાવોના પાણી તે બરફ જેવાં બંધાઈ જાય છે ને તે ઉપર પંખી જાનવરો ચાલ્યાં જાય છે. વળી સવારમાં એ પહાડી લોકોના છોકરાઓ તે બંધાએલા પાણીના ઘેંપા ઉપાડી લાવે છે. તે ઘેંપા તડકો પડે એટલે પાણી થઇ ગળી જાય છે. એ શ્રી આબુગીરીરાજ એટલે શાસ્ત્રમાં અરબદગીરી કહે છે. એ તીર્થની સોભા તથા મહિમા ને જેની રમણીક જગ્યાઓ તથા હવા હવી છે કે તે તીર્થના દરશન કરવા સારૂ સુર્યનારાયણ એકદમ ઘણીજ ઉતાવળ કરીને પૃથ્વીમાંથી કીરણ કાહાડી એ ગીરીરાજ ઉપર ઘણો વેહેલો ઉદયોત આપેછે તેમ જણાય છે. આગળ વળી તો એ પાહાડ ઉપર બારગામ ચાવા ને બાર ગામ છાનાં

એટલે ગુપ્ત એવું લોક કહે છે. પણ તે વાત જુઠી છે, કારણ કે ચુમાસાના દીવસમાં બાર ગામવાળા પોતપોતાના ઢોરને લેઇને વગડામાં ઝુંપડાં બાંધી ઢોર ચરાવા રહે છે તે પાછા કારતગ મહીને ઢોર લઇને છાપરાં પાડી નાંખીને પોત પોતાને ઘેર આવે છે તે ઉપરથી બાવા લોકે એવી ગપ ચલાવી છે. વળી એ બાર ગામ વસ્યા ને તેની વસ્તી ઘણાકાલની હોય એમ જણાયછે કારણ કે એ લોકોના ભાટના કહેવામાં જે જે દીવસે પરમારનું રાજ હતુ તે દીવસથી પરમારના વંસના લોકો આવીને વસેલા છે. તે કુંકણુઘડના ઉપડા આબુજી ઉપર આવી રહ્યા તેનો વંસ હજી સુધી ચાલો આવે છે. તે પછે બીજા પણ સોલંકી જાત વિગેરે આવી રહ્યા છે. તે લોકો ખેતીના કામ કરે છે માટે ખેડુત લોક કેહેવાએ છે. એ લોકોના ભાટ આબુ ઉપર આવેલા તેમને પ્રથમની વાત કહડાવી નાંખીને આ વાત વધવંચા હેમાજી લાલાજીએ નંખાવીછે તે પોતાના ચોપડા પ્રમાણે નંખાવી છે. વળી વેશ્નવનું એક મોટું તીર્થ છે તેમાં હંમેજી છાવણીથી જમણા હાથે થઇ જવાય છે. તેને વશીષ્ટ મુની કહે છે. ત્યાં જતાં પહાડ ઉતરતાં સાતસો પગથીયાં ઉતરવું પડે છે તથા ઘણું મોટું એક જંગલ છે. તેમાં કેળોનાં ઝાડ ઘણાં છે તેને પાંડવવન કહે છે. તેમાં ગોતમરૂષીનું એક દેરૂં પણછે ત્યાં બાવા લોકો રહેછે. તે વનતો હેવું છે કે જેમાં વાઘ રીંછ તો પડયાજ રહે છે. વળી સુરજનો તડકો ઘણો ઝાખો પડે છે. તે જાણે વનસ્પતીએ પોતાના છોકરાઓને તથા જાનવરોને તાપ લાગવાના કારણથી છા-

યાજ કરી ન હોય તેમ માલમ પડે છે એટલે ઘણું જાડું અને કથેર કાંટાથી વીંટાએલુ જંગલ છે. એ પાહાડનો તથા જંગલનો તુચ્છબુદ્ધિથી વીશેષ વાત લખી શકાય તેમ નથી.

શ્રી આબુજીની જાત્રા ઘણી કઠણ હતી તે હવે રેલગાડી થવાથી ઘણી સુરલભ ને થોડા ખરચથી થાય છે. વળી શીરોઇના રાજા સાહેબનો બંદોબસ્ત ઘણો સારો છે ને ચોકી વળાવાથી ઘણો જાપતો રાખે છે. આબુરોડ ખરેડીથી બીજી એક નવી સડક કાહાડી છે તે ઘણી સારીછે. તે છેવટે જતાં ગામ આરણા પાસે તલાટીની ધરમસાળા મુકી આગળ જતાં બે સડકો ભેળી થાય છે. એ ધરમશાળા હેઠળ થાડે છેટે એ જુની સડકે તલાટીની જુની ધરમશાળાથી થોડે દુર મારગ વચે એક ગધાવેડો તથા સાહેબનો બંગલો આવે છે તે વેડામાં આગળ ગધેડુ પડીને મરણ પામ્યું તેથી તેનું નામ ગધાવેડો પડયું છે, પણ તેનું પાણી ઘણું સારૂં છે. તે મારગે હાલમાં હવે જાત્રાળુ લોકો જતા નથી. ચોકી પેહેરો નથી એ વીગરે એ પાહાડનો વિસ્તાર ઘણો છે પણ આ તીર્થનો નકશો છપાવ્યો છે તેમાં મુખ્ય એટલે મોટી મોટી વસ્તુઓ છપાવી ઉપગાર તથા દરશન કરવાના કારણો પ્રસિદ્ધ કરયાં છે તે આ ચોપડી સાથે નકશો રોકડી કીંમતે ૦—૨—૦ માં મળશે. ઘણો સારો ને અદભુત રચનાથી દરશન કરવા લાયક છે. આ મારી તુચ્છ બુદ્ધીથી ચોપડી તથા નકશો છપાવ્યોછે તેમાં કાંઇ ભુલચુક થઇ હોય અથવા રહી ગઇહોય તેમાટે હું નમૃતાપુર્વક મિછામી દુકડં દઉછું. કારણ કે સંપુર્ણ પાહાડ કોઇરીતે જોવામાં આવે નહિ

માટે આહુાજપણે માલમ પડે તેજ નકશામાં સર્વે છપાવી પ્રસિદ્ધ કર્યું છે. વળી શ્રી આબુજીના દેરાસરના જીનબીંબના વીસ્તારની સર્વે સંખ્યા આ સાથેના સ્તવનમાં સર્વે અધીકાર છે તે વિનંતીમાં લીધો નથી.

---

## જાહેર ખબર.

આ નીચે સહી કરનાર શા. ચુનીલાલ ઝવેરચંદ આમ વાડાસુંદરવાળા હું પોતે મારા સુગુણ સ્નેહી મારા સાધીભાઈઓને ખબર આપું છું જે દેવ દ્રવ્યનો બચાવ કરવાની ખપ રાખો તો ઘણો પહસો તો કારીગર લોકોમાં અનાયથી બીગાડ થાય છે. તેમાં પ્રથમ તો સંવત ૧૯૫૭ ની સાલમાં રસનીઆની ચોરી મેં પંડે પકડી તેથી મને ઘણો પસ્તાવો થયો જે આગળ મેં ઘણા કામ કારીગરો તથા ગુમાસ્તાના ભરૂંસે કરાવ્યાં તેમાં કેટલો બગાડ થયો હશે તે હું કાંઇ કહી શકતો નથી. ને થોડા કામ સારૂ અમદાવાથી રોજ રૂ ૧) કરી રસણીઆ બે બોલાવ્યા ને મેં પુછયું જે આ કામમાં ત્રણ તાપ દેવામાં કેટલા વરખ જેઇશું ત્યારે મને કહ્યું જે સારૂ કામ કરાવશો તો ૫ તોલા વરખ જોઇશું. કારીગરના કહેવાથી તેજ પ્રમાણે વરખ લીધા ને ઘરેણાં રસાવવાને હું પંડે બેઠો તે છતાં કારીગર લોકોએ વરખની ગોળી કરી મોંમાં ઘાલીદીધી તેવો મને વેહેમ પડવાથી તેજ વખતે મેં જોરથી તમાચો માર્યો તેથી ગોળી બાહાર નીકળી પડી, તે ગોળી મેં પંડે લીધી. તે પછે તો કૂાન ઘણું થયું, માર પણ ઘણો પડયો ને વખતે પ્રાલીસને

સ્વાધીન કરાવા માંડયા તે વખતે ઘણા માણસોએ ભેગા થઇ છોડાવી દીધા. એ ચોરી પકડયા પછે રસવાનું કામ ઘણી ચોકારશીથી કરાવી લીધું તો એજ કામમાં ત્રણ તાપે કરયું તો તેમાં વરખ તોલા સત્રાબેમાં પેહેલા નંબરનું કામ થયું માટે વધારે વરખ મંગાવ્યા તે નકી ચોરી લેવાનું કારણ માલમ પડયું. તે કારીગરોને વદાય કર્યા પછે એ બાબતોનો કાગલ ૧ અમદાવાદમાં શા. નગીનદાસ જીવણદાસ ઉપર લખેલો છે. મારા મનથી મેં વીચાર કરો કે આ પ્રમાણે અમદાવાદમાં કેટલો માલ ખાઇ જતા હશે તે પછે હું ઘરના કમ સારૂ અમદાવાદ આવેલો ને એવી વાત સાંભળી જે અમદાવાદમાં પણ ચાર પાંચ જાગ્યાએ ચોરી કરીને પકડાયા ને માર પણ ખાધો તેના નામ વિનંતી પત્રમાં છપાવી જણાવીશું. એ રશનાર કારીગર પાસે એવી તો હસ્તક્રિયા છે કે જેમ વાદીગર લોકો લુગડામાં હાથ રાખી ઠીકરાનો રૂપીઓ બનાવે છે તેમ એ લોકો પાસે પણ હસ્તક્રિયાથી નજર ચુકાવી પારામાં વરખની ગોળી બાંધી ઉડાવી જાય છે માટે નીચે લખ્યા પ્રમાણે ચોકસી રાખી નજર ચુકવી નહી. આટલા થોડા કામમાં ચોરી કરી તેનો ઘણો વિચાર કરવા લાગ્યો કે મારી ઉમરમાં મારે હાથે ગુમાસ્તા તથા કારીગરોને વિશ્વાસે હજારો રૂપીઆનું કામ કરાવ્યું તેમાં આ પ્રમાણે કેટલાક પૈસાનો દવકો બીગાડ થયો હશે એ મારા પ્રમાદમાં મને દવકો લાગ્યો તે હું કયાં છુટીશ! ધીકાર છે મારી બુધીને! ધીકાર છે મારી કાયાને કે મેં ઘરના કામમાં આળસ કે પ્રમાદ

રાખ્યો નહી. માટે શ્રી દેવકા કામે પ્રમાદ રહીત ઘણી હુંશી આરીથીજ કામ કરાવવું. અમદાવાદમાં શ્રીજીન પ્રતીમાના આંગી વીગરે લાખો રૂપીઆના કામ થાય છે. ને તે દાગીના સોનાના વરખથી રસાવે છે તેમાં રસનાર કારીગર લોકો હજારો રૂપીઆનું સોનું મારી જાય છે. તેમાં ચોરી કરવાના ઘણા રસ્તા છે. જેમ ઇંદરજાળીઓ લુગડામાં હાથ રાખી મોડેથી વાતો કરી નજર ચુકાવે છે તેવીજ રીતે રસનાર કારીગરો પણ લુગડુ પાથરી બેવડમાં વરખ રાખી રસાવનારા માણસોની વાતોથી નજર ચુકાવી લુગડામાં લોચો વાળી રાખે પછે નજર ચુક થાય એટલે લાગ જોઇને ફાવે તેમ સંતાડી દે છે માટે પ્રથમ તો લુગડામાં ઢાંકવા દેવાજ નહી. રસાવનાર માણસોએ પેહેલા વરખ છીપાવી પોતાની પાસે રાખવા. થાળીમાં અથવા પેટીમાં અગર પત્રામાં જે વખતે રસવા માગે તે વખતે એક એક વરખ આપવો. તે વરખ દાગીના ઉપર ચડાવી રહે પછે બીજો વરખ આપવો. તે ચડાવે ત્યાં સુધી નજર ચુકવી નહી. એ કારીગર લોકો ગમે તેવી વાતો કરે પણ નજર ચુકવી નહી. તેવી રીતે કરવાથી કાંઇક બચાવ થશે. એ લોકો એવી રીતે સંતાડે છે કે લાગ આવે તો પગ નીચે દબાવી રાખે, લાગ આવે તો પાગમાં ગોળી કરી ઝાડે જવાના દ્વારમાં સંતાડે. લાગ આવે તો મોંમાં ઘાલે, વળી ગળી જાય તે ઝાડે જાય ત્યાં કાઢી લે, લાગ આવે તમાકુની ચલમ ભરવા આપે તો તમાકુમાં ગોળી ઘાલી દે, ને લાગ આવે ત્યારે ખાલી કરી ત્યાંથી ઉડાવી લે, વખતે પેશાબ કરવાનું બાનું કરી સંતાડી

આવે, વખતે ઝાડે જવાનું બાનું કરી સંતાડી આવે છે. વળી ઓપવાની ઓપણીઓના હાથા પહોળા રાખી લાગ આવે તો તેમાં ઘાલી લેઇ જાય છે માટે દેવકા કામ પોતાની જાતે પાસે બેસી કરાવવું, ગુમાસ્તા વીગરે કારીગરોને વિસ્વાસે અથવા ભરૂસે ભુલે ચુકે કરાવવું નહીં ને ગુમાસ્તા વીગરેના ભરૂસે કામ કરાવશો તો અવસ્ય ચોરી કરશે માટે પોતાની જાતે ખુલા વરખથીજ કરાવવું એજ મારી વીનંતી છે.

## હવે જે દાગીનો તોલ કરી રસાવવો હોય તેની સમજ.

જે દાગીનો તોલ કરી રસવો હોય તો પેહેલાથી પારામાં સોનાના વરખથી મસળીને ગોળી કરે તેનું નામ પીઠી કહે છે. તે પીઠી પાસે બેસી બરોબર નજર આગળ કરાવી પોતાની પાસે રાખવી. પછે કારીગર માગે ત્યારે થોડી થોડી આપવી. તે ચહડાવતી વખતે પાકી નજર રાખવી એમ કરતાં કારીગર રીસે બળતા ભોંય ઉપર ઢોળી નાખે તો કારીગરને ઠપકો દઇને ભોંય ઉપરથી વાળી લેવી. પછે એ પીઠી ચડાવી રહ્યા પછે તે દાગીનો દેવતાપર તપાવી પારો ઉડાવી દીધા પછે તોલ કરી આપવો. તે પછી વરખ ચડાવે તો ઉપરની રીત પ્રમાણે વરખ પાસે રાખી એકેક વરખ આપી નજર રાખી કરાવું. એમને એમ દાગીનો તોલ કરાવશો તો કારીગર જેટલું સોનુ લેવું ધારે તેટલું પોતાના ઘરથી

તેટલા રૂપાના વરખને પણ પારામાં મેળવી પીઠી કરી લાવે તે નજર ચુકવાથી અથવા નજર ચુકાવી રૂપાની પીઠી ચ ડાવી દેછે. પછે તે પ્રમાણે સોનુ ઉડાવી જાય છે. માટે પીઠી ચડાવી દેવતા ઉપર પારો ચડાવી દીધા પછિ તોલ કરવું.

શ્રી શેઠ હેમાભાઈના વખતમાં રસનારા કારીગરો સાંજ સુધી કામ કરી દીવા થાય એટલે ઘેર જતા હતા ને રાત્રી ભોજન કરતા તેથી શેઠજી સાહેબે રાતે ખાવાનું બંધ કરાવી દિવસના પાા વાગે એટલે રજા આપતા ને દિવસે ખાવું એવો તે કારીગરોના પંચો સાથે બંદોબસ્ત કરાવી લીધો. તે બંદોબસ ઓળંગીને ૫ વાગે ઉઠી જાય છે ને ઘેર પાછુ કામ કરી રાતના દસ દસ વાગે ખાય છે. વળી દારૂ સુદ્ધા પીએ છે પણ કોઇ પુછતું નથી કે તમે રાતે ખાવો છો ને વેહેલા કેમ ઉઠાછો માટે કાંઇક તો રાતે ખાવું બંધ થવું જોઇએ નહીં તો સાંજ સુધી કામ કરવું જોઇએ.



## વળી દેવ દ્રવ્ય બચાવ કરવાનું બીજુ કારણ.

જુવો કે શ્રી જીનપ્રતમાજી માહારાજની સેવામાં ભગતી કરીને ઇંદ્રાદીક દેવોએ કરી છે તો હેવા જે દેવાધી દેવ તેવા જે દેવની સેવા તથા ચાકરી તથા પીઠી વીગરે લેપ કરવાના કામ ચાકર નોકરો તથા કડીઆ વીગરે લોકો કરે છે અને તેમાં હજારો રૂપીઆ અન્યાયથી ખાઈ જાય છે. વળી આશાતના પણ ઘણી કરે છે તેનો ઉંડા ઉતરી તપાસ કરવો જોઇએ છે.

જુવો કે શ્રી જીનપ્રતમાજી માહારાજને કોઇ કોઇ જગાએથી કુસર અન્તરના ચડાવાથી ખાડા પડયા હોય અથવા ખવાઇ જવાના કારણથી લેપ કરવા સારૂ શ્રાવકો છતાં પણ કડીઆ છોવારા ગાંજાના તમાકુના પીવાવાળા જેના મુખમાંથી દુરગંધ ઉડે તેવા કારીગરો પાસે શ્રી ઉત્તમ દેવને લેપ કરાવે છે ને તે લોકો કેવી રીતે પૈસા ખાઇ જાય છે ને કેવી આશાતના કરે છે તે જોવામાં આવે તો ઘણોજ અનર્થ ઉત્પન્ન થાય. પછે લેપ કરનાર માણુસો પેહેલાથી મીઠુ મીઠુ બોલીને પેહેલવેહેલુ સારૂ કામ દેખડાવે ને સારી ઉત્તમ જણુસો બહુ મુલી મંગાવે. વળી લેપ કરાવનાર માણુસો પેહેલા તો બે ચાર દીવસ ખબર રાખશે, તેમ લેપ કરનાર માણસ પણ પેહેલા પોતાની શાહુકારી બતાવા સારૂ બરોબર રીતે ચાલશે. પછે ભરૂંસો અને પ્રતીજ પડાવે છે ભરૂંસો પડયા પછી કોઇ પણ ખબર રાખશે નહીને લેપ કરનાર માણુસ ઉત્તમ જણુસો ઉડાવી દેશે ને કનીષ્ટ વસ્તુ વાપરશે. વળી લોઢાના ઓજારથી કામ કરશે. હવે કરાવનાર માણુસને ઉપીયોગ આવશે તો ગુમાસ્તા અથવા ચાકરોને હુકમ કરશે કે અહયા જાઓ જુવો પેલા કારીગર બરોબર કામ કરે છે કે નહી. ગુમાસ્તા નોકરો ન હોય તો ગોઠીઉપર હુકમ કરશે ને કેહેશે જે તું બરોબર ખબર રાખજે તો તે કેહેશે જે સારૂ સાહેબજી! પછે સાહેબજી ગયા પછે ગાંજો તમાકુ ભેગાજ પીવા બેશી જશે ને કારીગરને કેહેશે જે ઠીક છે શેઠ કેહેતા ભલા ને આપણે સાંભળતા ભલા. તેવી રીતે ઘણા ઠેકાણે જોવામાં આવે છે. પણ હાવા જે મોટા ઉતમ દેવ તે કામસુ

કાજ પોતે શ્રાવકે કરવું અથવા શ્રાવક પાસ કરાવવું તેજ ઘણું ઉતમ છે. ઉપર લખેલા હેવા નીચ જાતી, વળી નીચ બુદ્ધિવાળા તે પગારના લોભે કરીને દિવસ ૮ નું કામ હશે તો ઓછામાં ઓછો માસ ૧ લગાવી પગાર ખાશે. વળી લેપ કરાવનાર માણસ ઉતાવળ કરવાનું કહેશે તો કહેશે કે શેઠજી સાહેબ આ કામ જેવું તેવું નથી ઉતાવળ કરવાથી કામ કાચુ રેહેશે તેમ કહીને લોઢાનો લેશો મહારાજ ઉપર ફેરવ્યા કરશે, કરાવનાર માણસને કાંઇ ઘરના પૈસા આપવા નથી માટે કારીગરને કેહેશે જે ભાઇ ચાર દિવસ વધારે કરજે પણ કામ કાચુ રહે નહી એવુ કહે. પછે કારીગર ખુશી થઇ પોતાનુ ધાર્યુંજ કરેછે તેમાં પૈસા ખાવા કરતાં તો પ્રભુજીની મોટી આશાતના કરે છે.

લેપ કરાવનાર માણસે શ્રાવક પાસે લેપ કરાવવો અથવા શ્રાવકે પોતે કરવો તો તે ઉતમ કામ થાશે, ને આશાતનાથી પણ ડરશે. વળી શ્રી જીનપ્રતમાજી શ્રી દેવાધી દેવની સેવા ચાકરી પુજા નોકરો ચાકરો રાખીને થવા માંડી છે તો તે ખેર, પણ તે લોકોની પાછી શ્રાવકો તપાસ પણ કરતા નથી. વળી છાના રહીને તેના છીદ્ર પણ જોતા નથી કે કેવી રીતે તે લોકો લોચા વાળી આશાતના કરે છે તેનો તો તપાસ અવશ્ય શ્રાવકે કરવો જોઇએ. વળી તપાસ કરવ થી ગોઠી, પુજારી કે ચાકરોને જરા ભય પણ રેહેશે, ને ઘણો સુધારો થશે તેમ આશાતના પણ ઘણી ઓછી થશે એજ મારી વીનંતી છે.

વળી હાલના વખતમાં શ્રી શ્રાવકની કોમમાં ઘણે ભા

ગે દુખી થાતા જાય છે તો તેનુ કારણ તો મને એમ સંભ વે છે જે દેવ દ્રવ્ય ભોગવવો, વાપરવો, ભક્ષણ કરવો, વીન યથી સંભાલ્યો નહી તેના દોષથી અથવા દેવગુરૂની આશા તના તથા દેવગુરૂનું અપમાન કરવાથી, તેમ અનાચાર સેવ્યાથી અથવા કનિષ્ટ વસ્તુઓ વાપરવાથી અને પોતાનો કુળ ધરમ મુકી દેવાથી, પોતાના દેવગુરૂ ઉપરની આસ્તા રહીત થવાથી દુખી થાવાનુ કારણ સંભવે છે. માટે તેનો વીચાર કરી સુદ્ધ આચરે શ્રી વીતરાગ દેવના વચન ઉપર સરધા રાખી ચાલવુ તો સુખનું કારણ થાશે.

લી૦

શા. ચુનીલાલ ઝવેરચંદ ગામ વાડાસુંદરવાળા.
શા. ડાહ્યાચંદ હઠીચંદ.
શા. વાડીલાલ અમીચંદ.
શા. દેવચંદ બહેચરદાસ
શા. મુળચંદ જીવરાજ સહી.
ઝવેરી કકલભાઇ મલીચંદ.
શા. દલપતરામ પુંજા રાધનપરવાળા.
શા. મોતીલાલ હીમતરામ.

---

## શ્રી આબુજીનું સ્તવન.

કોએસો પરવત ધુંધળોરે લોલ. એ દેશી. આબુ અચળ રળીયામણોરે લોલ. દલવાડે મનોહર સુખકારીરે, વાદળીઓ જે સ્વર્ગ શુરે. લોલ. દેવળ દીપે સાર બલહારીરે. ભાવ ધરીને ભેટીએરે લોલ. એ આંકણી. બાર પાદશાહી

વસ્ત્ર કરીરે લોલ. વીમળ મંત્રીસર સાર, સુ. તેને પ્રસાદ કરાવીઓરે લોલ. રીષભજી જગદાધાર. બ. આ. ૧ કરોડ અઢાર ત્રેપન લાખરે લો. ખરચ્યો દ્રવ્ય મનરંગ. સુ. સંવત દશ અઠાસીએરે, લો. ઓછવ કીધો અતી ચંગ બ.આ. ૨. તેહ ચઉતમાં જીણવરૂરે, લો. આઠસેંને બોતેર; સુ. જે દીઠ પ્રભુ સાંભરેરે લો. ઓહ કર્યો જેણે દુર. બ. આ. ૩ દ્રવ્ય ભાવતી મળીરે લો. દીધો દેવળ કાજ; સુ. ચૈત તીહાં મંડાવીઓરે લો. લેવા સીવપુર રાજ. બ. આ. ૪ પંદરસેં કારીગરોરે લોલ. દીધી ધરાપર નેક, સુ. તેમ મરદન કારક વલીરે; લો. વસ્તુપાળે સુ વિવેક. બ. આ. ૫ કોરણી ધારણી તીહાં કરીરે લો. દીઠ બને તે વાત, સુ. પણ ન જાય મુખે કહીરે. લો. સુર ગુરૂ સમ વિખ્યાત. બ. આ. ૬ ત્રણ વરસે નીપનોરે લો. તે પરસાદ ઉમંગ; સુ. બાર કરોડ ત્રેપન લાખરે લો. ખરચ્યો દ્રવ્ય ઉછરંગ. બ. આ. ૭ દેરાણી જેઠાણીના ગોખલારે લો. દેખતાં હરખ તે થાય. સુ. લાખ અઢાર ખરચીઆરે લોલ. ધન ધન તેહની માય. બ. આ. ૮ મુળનાયક નેમિસરૂરે લોલ, જનમ થકી બ્રમચાર સુ. નીજ સત્તા રમણી થયારે લોલ. ગુણ અનંત આધાર બ. આ. ૯ ચારસેં ને અડસઠ ભલારે લો. જીનવર બીંબ વીશાળ. સુ. આજે ભલે મેં બેટીઓરે લોલ. પાપ ગયા પાતાળ. બ. આ. ૧૦ રીષભ ધાતુ મેં દેહરોરે લોલ. એકસો પીસતાળીશ બીંબ સુ. ચોમુખ ચૈત્ય જુહારીએરે લોલ. મરૂધરમાં જેમ અંબ. બ. આ.૧૧ બાણું કાઉસગીઆ તેહમાંરે લોલ. ઓગણાસી જીનરાય. સુ. અવચળગઢે બહુ

જીન વર્યાંરે લોલ. વંદુ તેહના પાય. બ. આ. ૧૨ ધાતુમય પરમેશ્વરારે લોલ. અદભુત જસ સ્વરૂપ.સુ. ચોમુખ જીનવર વંદણારે લોલ. પાયે નીજ ગુણ ભુપ. બ. આ. ૧૩ અ ઢારસેંને અઢારમાંરે લોલ, ચૈત્ર વદ તીજ દીન. સુ. પાલ-ણપુરના સંઘસુંરે લો. પ્રણમુ થયો ધન ધન. બ. આ.૧૪ તીમસાની જીનેસરૂરે લો. જાત્રા કરી અદભુત. સુ. જે દેખી જીન સાંભરેરે લો. સેવા કરે સઉ હેત. બ. આ.૧૫ એમ જાણી આબુ તણુંરે લો. જાત્રા કરશો નરનાર. સુ. જીન ઉત્તમ પદ પામશેરે લોલ. પદમવિજય કહે તેહ. બ. આબુ અચળ રળીઆમણોરે લોલ. ૧૬

હવે શ્રી આબુજીની જાત્રા કરી પાછા ખરેડી સ્ટેશન ઉપર આવી જેણે શ્રી પંચતીરથની જાત્રા કરવા જાવું હોય તેને ખરેડીથી પીંડવાડાની ટીકટ લેઇને પીંડવાડે સ્ટેશન ઉતરીને પીંડવાડા ગામમાં જવું. ગામમાં સંપ્રતીરાજાના કરાવેલા બે શીખરબંધ દેહેરાછે, વલી ઉતરવા માટે ધર્મશાળા તથા ઉપાસરો એક છે. એ ગામમાં વાણીઆ શાહુકારલોક ઘણા સારા રહે છે. ત્યાંથી ગાઉ ૧ ગામ અજારીમાં બાવનગનાલી ૧ મોટું દેરૂં છે. તથા સરસ્વતીજી માતાનું એક દેરૂ છે, તેના દરશન કરીને પાછા પીંડવાડે આવે. જો ત્યાં રાત રેહેવું હોય તો રાત રહેવામાં કાંઈ હરકત નથી. નહી તો પીંડવાડાથી બામણવાડા ૭ મોટુ તીરથ છે તે ગાઉ ૪ થાય છે તેને રાતા માહાવીર પણ કેહે છે ત્યાં આગળ આસપાસમાં શ્રી માહાવીરસ્વામીજી માહારાજને મોટા બાર ઉપસર્ગ થયા છે. તે પણ નકશામાં છપાવી પ્રસિધ

કરયા છે. પરથમ તો બ્રાહ્મણવાડાની પાસે નાદીઆ ગામ છે તે આગામીકાલે નંદનપુર એવે નામે શેહેર હતું. તે શેહેરમાં શ્રી વીરભગવાને પોતે જીવતે પોતાની મુરતી ભરાવી તેથી તેમનું નામ જીવતસ્વામી એમ પરંમપરાથી ચાલે છે. તે શેહેરને હાલમાં નાદીઆ ગામ કેહે છે. તે ગામથી થોડે છેટે નંદનનામા વન હતુ. તે વનમાં ચુમાસાનો કાળ આવેલો જાણીને ભગવાન ચોમાસુ કાઉસગધ્યાનમાં રહ્યા હતા તે ઠેકાણે ચંડકોશીયા નાગે જમણા પગે ડંખ મારયો. તોપણ તે ચંડકોશી નાગને ઉપદેશ દેઇ ઇંદરની પદવી આપી. છેવટે તે મોક્ષે જશે. પછે બ્રાહ્મણવાડા તીરથના નજીક ગોવાળીએ ગાયો સોંપી મધ્યાનકાળે ગોવાળીઆ ઘેર ગયા. ભગવાન ધ્યામાં હતા ને તે ગાયો ચરતે ચરતે વગડામાં જતી રહી. ગોવાળીઆ આવી જુવે છે તો ગાયો દેખી નહી. પછે ઘણી મેહેનતથી ગોવાળીઆ ગાયોને લાવ્યા ને ભગવાનને ગાળો દેઇને ઘણા ક્રોધમાં ભરાણા, પછે રીસે બળતા ગાયોને દોહીને તે દુધની ભગવાનના બે પગ વચે ખીર રાંધી. તોપણ ભગવાન ચલ્યા નહી, ને બોલ્યાએ નહી તે પછે તેજ ઠેકાણે રીસે બળીને બે કાનમાં બે બાજુથી મોટા ખીલા ઠોકયા. તે ખીલા સામા સામી અટકયા. તેવી રીતે મોટો ત્રીજો ઉત્કૃસ્ટો ઉપસરગ ભગવાને સહન કરયો. તે ખીલાની વેદના કેટલાક દીવસ સહન કરી પછે આઉખાનો કાળ નજીક આવ્યો. વળી સરવે જાતના કરમ ભોગવી કરમરૂપી જે દેવું બ્યાજ સાથે આપી રહ્યા. તે સમે કોઇ શ્રાવકો મારગે જાતા એવું ભગવાનનું દુખ

દેખી આગળ પાછળ બે બાજુ આંબલી પીપળી બે વ્રક્ષ હતાં ત્યાં દોરડા બાંધી બે બાજુના ખીલા કહાડ્યા તે વખતે ત્યાં ભગવાનને એવીતો વેદના થઇ તે સમે કવી ઓપમા કરે છે કે ખીલા ઠોકયા તે વેદના તો સહન કરી પરંતુ ખીલા કહાડતી વખતની વેદના ભગવાનથી સેહેવાઇ નહી, તેથી ભગવાને ચીસ પાડી. તે ચીસના શબ્દથી પાસેના પરવત હતા તે એકદમ બીકથી બે ભાગ થઇ ગયા. અરથાંત પરબત ધ્રુજવાથી પરબત ઉપરથી પથ્થરની મોટી શહલા પડી બે ભાગ થયા. વળી પરબત કંપાયમાન થયા, તેથી પરબતોમાં વેરા એટલે સાંધા પડયા તેજ વખતે ભગવાન મોક્ષ નગરીમાં પધારયા. તે સમે ભગવાન પુદગલ રહીત થયા જાણી ઇંદ્રાદીક દેવો ઓછવ કરવા સારૂ આવ્યા તે ઓછવ કરયા પછે સર્વે દેવોએ મળી હાડ, ડાઢા વીગેરે લેઇ લીધાં. ને જે જગ્યાએ પુદગલ ખરી પડયું હતુ તે જમીન ઉપરથી સરવે રેત લેઇને તે વેળુની પ્રતમા જીનબિંબ ભરયા ને ત્યાંજ આગલ તીરથની થાપના કરી. બ્રાહ્મણોનું ગામ હતુ તેથી એ મુલકમાં બામણવાડા તીરથનું નામ ચાલ્યું આવે છે. હવે જો વધારે જાત્રા કરવાના ભાવ હોય તો બામણવાડાથી ગાઉ ૪ સીરોઇ મોટુ શેહેર છે, તે શેહેરમાં મોટા શીખરબંધ બાર દેરાસરો છે તે ઘણા રમણીક ને સુંદર છે. તે પણ શ્રી પંચ તીરથના નકશામાં છપાવી પ્રસિધ કરયાછે. હવે જો શીરોઇ જવાની થીરતા ન હોય તો બામણવાડાથી પાછા પીંડવાડાના સ્ટેશન ઉપર આવીને ખુંડાલાની ટીકટ લેવી. તે ખુંડાલે ઉતરીને સ્ટેશન ઉપર બેલગાડીઓ મળે

છે તે ગાડીવાળા સાથે ઠરાવ કરવો જે હમારે શ્રી પંચતીરથી તથા, રાણકપુર વીગેરે જે જે ગામમાં દેરાસર હોય ત્યાં જાતરા કરાવી પાછા રાણી ફે ખુંડાલે મુકતે બોલીથી ગાડુ ભાડે કરી ફરવું. તે મુખ્ય ગામો તથા દેરાસરો નકશામાં પણ છપાવ્યા છે ને આ વિનંતીપત્રમાં પણ મુખ્ય મુખ્ય નામ જણાવ્યા છે કારણ કે વીસતાર સહીત વીગતવાર શુ શુ કારણથી તીરથ તથા નામ થયા તે કરતાં ચોપડી ઘણુ વધી જાય માટે જાત્રા કરનારાઓએ જે જે ઠેકાણે જાત્રા કરી પછેથી માલમ પડશે. હવે પીડવાડેથી જતા જાંરોલી ગામમાં મોટુ બાવનજનાળી ૧ દેરૂં છે. ત્યાંથી વીરવાડામાં ½ દેરાં છે. માડવડા ગામમાં ૨ દેરાસર છે નાદીઆ ગામમાં ૧ દેરૂ જીવત સ્વામીજી ત્યાંથી લોટાણાજી મોટુ ૧ દેરૂ તથા ધરમશાળા છે. શ્રી દેનાજી મોટુ દેરૂ ૧ તથા ધરમશાળા ૧ મોટી છે. હવે ખુડાલાથી નાણા ગામમાં મોટુ દેરાસર ૧ છે. બેડાગામમાં ૧ દેરાસર મોટુ શીખરબંધછે.ઘાણેરા ગામમાં ૪ દેરાશરો શીખરબંધ છે. નાદલાઇ ગામમાં ૬ દેરાસરો :શીખરબંધ છે- વરકાણજીમાં ૨ દેરાસરો મોટા તથા ધરમશાળા ૧ છે. નાદોલ ગામમાં ૨ દેરાસરો શીખરબંધ છે. ખીમેલ ગામમાં ૨ દેરા શીખરબંધ મોટા છે વીજવા ગામમાં ૧ દેરૂ મોટું છે. રાણીગામમાં ૧ દેરૂ મોટુ શીખરબંધ છે. સાદરી ગામમાં મોટા શીખરબંધ ૩ દેરાસર તથા ૧ મહાદેવજીનું દેરૂ તથા ધરમશાળા મોટી ૧. વળી રાણેકપરજીનું કારખાનું તથા ભંડાર સાદરીમાં રેહે છે. સાદરી ગામથી ગાઉ ૯ શ્રી રાણેકપરજીનું મોટુ તીરથ હાલમાં જંગલમાં છે તે દેરૂ તો હેવુ મોટુ ને

ઘણું રમણીક ને ઘણી શોભાથી સોભાયમાન થઇ રહ્યું છે તેનું વર્ણવ લખી શકાય તેમ નથી. કીંચીત માત્ર આપમા એટલીજ છે કે નવાણુ લાખ દ્રવ્ય એક દેરા ઉપર ખરચ લગાવ્યું છે. એ દેરાસરમાં ૯૯૯ થાંભલા છે પણ કોઇ ગણવા જાયતો ગણી શકાતા નથી એવી ભુલવણી ચુકવણી છે. જે દરવાજે પેસીને થાંભલા ગણવા અથવા દર્શન કરવા એકલા માણસો જાય તો પાછો દરવાજો મળે નહી. ત્યાંના ગોઠીને સાથે લીધા વીના બરાબર દર્શન કરી શકાતા નથી. હવે એ દેરાની બાંધણી નલનીગુલ્મ વીમાનને આકારે છે. એ દેરાની શોભા ને વર્ણવ કહી શકાતુ નથી. જેણે જાત્રા કરી હોય તે તેના મનમાં સમજી રહે પણ કહી શકે નહી, માટે શ્રી પંચતીર્થની જાત્રા તથા બાહ્મવાડજી તથા શીરોહની તથા રાણકપુરજીની એ સરવે જાત્રાઓ જરૂર મનુષ્ય જન્મ પામીને એકવાર પણ કરવી, કારણ કે આયુષ્યની કાંઇ ખબર પડતી નથી. વળી એ પંચતીરથ ફરતા ઘણા દેરાસરો તો શ્રી સંપ્રતી રાજાના કરાવેલા છે. વળી એ પ્રાંતમાં જીરણ દેરાસરો તથા કંઇક જાતની આશાતનાઓ પણ ઘણી રહી છે. માટે શ્રી સંઘ તપાસ કરી જરૂર સુધારો કરાવી આસાતનાઓ ટાળવી એ ઘણા લાભનું કારણ છે. વળી એ ફરસના કરવાજોગ છે.

વળી શ્રી પંચતીરથનો નકશો ઘણો જોવા લાયક તથા દરશન કરવા જોગ છે. માટે સરવે સાધરમી ભાઇ-

ઓએ જરૂર નકશો તથા તેની સાથે ચોપડી લેવી. કીંમત પણ ઘણી ઓછી છે. આબુજી ઉપર અચલગઢના કારખાને થી મળશે.

## શ્રી રાણેકપુરજીનું સ્તવન.

શ્રી રાણુકપુર રળીઆમણું રે લાલ. શ્રી આદેસર દેવ મન મોહ્યું રે, ઉતંગ તોરણ દેહેરૂં રે લાલ, નીરખીજે નીત મેવ મ૦ શ્રી.॥૧॥ ચોવીસ મંડપ ચીહું દીસેરે લાલ૦ ચોઉ મુખ પ્રતીમા ચાર મ૦ ત્રીભોવન દીપક દેહેરૂં રે લા૦ એ સમોવડ નહી સંસાર મ૦શ્રી.॥૨॥ દેહરી ચોરાસી દીપતીરે લા૦ માંડો અસ્ટાપદ મેવ મ૦ ભલે જુહાર્યો ભુઇરારે લા૦ મુતા ઉઠી સવેર મ૦ શ્રી. ॥૩॥ દેશ જાણીતો દેહરોરે લા૦ મોટો દેશ મારવાડ મ૦ લાખ નવાણું લગાવીઆરે લા૦ ધન ધન્નો પોરવાડ મ૦ શ્રી. ॥૪॥ ખરતરવ સહી ખાંતસુરે લા૦ નીરંખતા સુખ થાએ મ૦ પાંચ પ્રસાદ બીજા વળીરે લા૦ જોતાં આશ્રીત જાય મ૦ શ્રી ॥૫॥ આજે કૃતારથ હું થયોરે લા૦ આજે થયો આણંદ મ૦ જાત્રા કરી જીનવર તણીરે લા૦ દુર ગયા દુખાંદ મ૦ શ્રી. ॥૬॥ સંવત સોલને છોતરેરે લા૦ માગસર માસ મોઝાર મ૦ રાણુકપુરે જાત્રા કરીરે લા૦ સમય સુંદર સુખકાર મ૦ શ્રી ॥૭॥

સમાપ્ત.

શ્રી વસ્તુપાલ તેજપાલ મંત્રીસ્વર રાજાએ પોતાની ઉંમરમાં શું શું ધર્મના કામ કર્યા ને કેટલો દ્રવ્ય ધરમાદા ખરચ્યો તે નીચે પ્રમાણે જાણી લેવો. વીશે તે વિક્રમ સંવત ૧૨૭૮ ના વરષમાં એક પંડીતે લખેલું છે.

સંઘ કહાડયો તે કેવી રીહ્વીથી.

૨૧ એકવી આચારીઓને પદસ્થાપના કરી.

૧૦૦૦ એક હજાર સીંહાસન માહાત્મા નીમી-તે કરાવ્યા.

૩૫૦૦ ત્રણ હજાર ને પાંચસો તપોધન ગછ સંન્યાસી નીમીતે બાંધી.

૧૦૦૦ એક હજાર સંઘ પુજા કરાવી.

૧૮૦૦ અઢારશો સાધુઓ મહાત્મા આહાર હોરતા.

૮૪ ચોરાશી મસીતો તુરક લોકોની કરાવી.

૩૦૦૦૦૦ ત્રણ લાખ દ્રવ્ય ખરચી શ્રી સેત્રંજે તોરણ બંધાવ્યું.

૪૦૦ ચારસો વર કન્યા પરણાવ્યા.

૩૦૦૦૦૦ ત્રણ લાખ દ્રવ્ય ખરચી હજે તોરણ બંધાવ્યું.

૩૦૦૦૦૦ ત્રણ લાખ દ્રવ્ય ખરચી દુવારકાએ તોરણ બંધાવ્યું.

૪૬૪ ચારસો ચોસઠ વાવો કરાવી.

૯૦૦ નવસો કુવા કરાવ્યા.

૭૭૩૭૨૧૮૮૧૬ સરવ મળી ત્રણ અબજ તોહોતેર ક્રોડ બોહોતેર લાખ અઢાર હુજાર આઠસે સોલ, લોઠીઓ ઉના એટલુ દ્રવ્ય પુન્ય અરથે ખરચ્યું સંવત ૧૨૯૮ માં વસ્તુપાલનું સ્વર્ગારોહણ થયું.

હવે તીર્થ જાત્રાએ ગયા ત્યારે સાથે પરીવાર લીધો.

૨૪ ચોવીસ રથ હાથીદાંતના સંઘમાં હતા.

૪૫૦૦ ચાર હુજારને પાંચસો સેહેજવાળા સંઘાતે હતા.

૪૫૦૦ ચાર હુજારને પાંચસો ગાડલાં સંઘમાં હતાં.

૧૧૦૦ અગીયારસો વેહેલો હતી.

૫૦૫ પાંચસોને પાંચ પાલખીઓ સાથે હતી.

૨૦૦૦ બે હુજાર પોઠીઆ સાથે હતા.

૭૦૦ સાતસેં સુખાસન હતા.

૨૨૦૦ બે હુજાર બસે સ્વેતાંબરી સાધુ સાથે હતા.

૧૧૦૦ અગીઆરસો દીગંબર વેષ ધારી હતા.

૪૦૮ ચારસોને આઠ ઉંટ સાથે હતા.

૪૫૦ ચારસોને પચાસ જીન ગાયન કરનાર ભોજક સાથે હતા.

૧૦૦૦ એક હુજાર કંદોઇ મીઠાઇ કરનાર સાથે હતા.

૩૩૦૦ ત્રણ હુજાર ને ત્રણસો ચારણ સાથે હતા.

૩૩૦૦ ત્રણ હુજાર ને ત્રણસો ભાટ સાથે હતા.

૧૩૫૦ સાડીતેરસો કુંભાર વાસણના કરનાર સાથે હતા.

૪૦૦૦ ચાર હુજાર ઘોડા સાથે હતા.

૭૦૦૦૦૦ સાત લાખ માણસ સાથે હતા.

૫૦૦ પાંચસો સુતાર સાથે હતા.

૩૫૦ ત્રણસોને પચાસ દીવેટીઆ સાથે હતા.

૧૦૦૦ એક હજાર લુવાર સાથે હતા.

એવી રીતે એટલા પરીવારથી જાત્રાએ ફરી સંસારીક કામ કરવા તે નીચે મુજબ

૩૬ છતરીશ ગઢ બાંધ્યા.

૬૩ ત્રેસઠ વખત લઢાઇએ ચડીને બળ ફેરવ્યું

૨૪ ચોવીસ બીરૂદાવળી બોલાવી.

૧૮ અઢાર વરસ વેપાર કર્યો.

૧૦૦૦ એક હજાર વરખાસન આપ્યા.

૪ ચાર રાજા શેવા કરતા હતા.

૧૮૦૦ અઢારશો વાહન કરાવ્યા.

વસ્તુપાલ ૧૩૯૮ માં સ્વર્ગારોહેણ થયા છે વધારે વીસ્તાર જોવો હોય તો એમના ચરીત્ર વાંચવાથી માલમ પડશે.

અને તેજપાલ સંવત ૧૩૦૮ માં સ્વર્ગારોહણ થયા છે.

## લાવણી.

ગુણવંતા ગુરૂના ગુણ, ઘણું ગાજે;
ભવી ભાવે ભજો બાલ ચંદ્ર, માહા મુનીરાજે. આંકણી;
ભવ જલનું તારણ નાવ, જીવકા વાહાલા. જીવ.
લાગી મોહની તુમ તણી, કહું શું લાલા,
માહા વૃત ગુરૂ ગુણવંત, ધરા મન તેજે. ધરા.
બાવીશ બલીઆથી મુગતીવર છીજે. ભવી. ૧
પુના શહેર હે પ્રખ્યાત, શોભા છે સારી, સો.
વસે શ્રાવક સુખીઆ લોક, બુદ્ધિ ઘણી સારી. સારી;

ચોમાસુ કર્યું બાળચંદ્ર, મોહા મુની રાજે. મો.
દીએ દેશના અમરતધાર. સંદેહ મન ભાજે, ભ. ૨
ભગવતી સુત્રકો મહીમા સુનાયો ભારી. સુ.
પ્રતીબોધ્યા ગગલભાઈ શેઠ, ધીરજ મન ધારી;
ઓછવ ઉજમણા તણો, કર્યો મન મોજે.
તેની શોભાનો નહી પાર, બીરાજે માહારાજે. ભ. ૩
અસ્ટાપદ રચના કરી, ઉલટ મન આણી. ઉ.
તેની શોભા સુંદર સાર, ભવીક મન માણી.
તીહાં ગાવે ગીત નરનાર, મનની મોજે. મ.
બાલચંદ્ર મુણી માહારાજ, સભામાં બીરાજે. ભ. ૪
પુજા ભણાવે મનોહાર, કે અમૃતવાણી. અ.
તે સુણે ગગલભાઇ શેઠે ઉલટ મન આણી.
વરઘોડો ચડયો ઘણુંઘોર, સાબેલા બીરાજે. શા.
ભેર ભુંગલને શરણાઇ, વાજા તીહાં વાજે ભવી ૫
સ્વામી વત્સળની શોભા; સુણો ભાઇ સરવે. સુ.
સાત જાતીના પકવાન, કરે મુકી કરવે.
પાન સોપારીના બીડા, બન્યા બહુ તાજે;
ઓછવ કીઓ ઉછરંગ, મનની મોજે. ભવી. ૬
સંવત ૧૯૫૦ કેરી સાલે, કે પ્રથમ મારો. પ્ર.
કારતક વદ ૫ સુરત કરૂં ઉલાસે;
ગાવે લાવણી મનોહાર, મનની મોજે. મ.
ગોઠી શોભાગ્યરામ, સભામાં રાજે. ભવી. ૭

## જાહેર ખબર.

---*---

સર્વે જૈનધર્મી સદગ્રહસ્થોને સુચના કરવામાં આવે છે. કે આ ચોપડી તથા શ્રી આબુજી તીર્થનો નકશો બહુ મહેનતથી સોધન કરી અદભુત દરસનરૂપી છપાવી પ્રસિદ્ધ કરેલી ચોપડી સાથે જે મોટા નકશાઓને અલ્પ મુલ્ય જાણીને જ્યાં ત્યાં રખડતા મુકવા નહીં તેને રૂડી રીતે શુધ્ધ જગ્યાએ ઉંચે આસને બાંધી પ્રભાતના પહોરમાં ઉઠીને એજ આબુજીના તીર્થનું દરશન કરી ખમાસણા દેઈ ધુપ દીવો કરી પછે સ્તવના કરવી, એ રીતે ઉલ્લાસ ભાવથી રૂડી ભક્તી કરી દર્શન કરવાં. એવી રીતે એ તીર્થનું બહુમાનથી સારી રીતે સંભાળ રાખવાથી કે તીર્થની જાત્રાનું મોહું મોક્ષનું ફળ આપે છે. ને જો તીર્થની આશાતના કરવાથી ઘણા માઠાં ફળ પ.મી આ ભવ દુખી થઇ કાળ કરી માઠી ગતી પામવાપણું થાયછે માટે આશાતના કરવી નહી.



# જાહેર ખબર.

આ ચોપડી તથા નકશો શ્રી આબુજીના કારણ નથી રોકડી કીંમતે મળશે. દેશાવરવાળાએ ટપા ખરચ સાથે ત્રણ આના મોકલી મંગાવવી.

આ ઘેર બેઠે તીર્થ આવ્યું છે. માટે આ અ વસર કોઇ ભાઇઓએ ચુકવો નહીં.

શ્રી આબુજીનો તથા પંચ તીર્થના નકશા સાથે આ ચોપડી મળશે.

સોનાના વરગથી આંગીઓ, મુગટો વીગેરે દાગીનાં રસાય છે તે કેવી રીતે રસાવવાથી ફા- યદો થાશે તે વીશે આ ચોપડીમાં જાહેર કરેલું છે તે પ્રમાણે કામ લુગડાં ઉપર ખુલા વરખ રાખીને કામ કરાવવું. લુગડાની બેવડમાં વરખ ઢાંકવાથી કારીગરોને ચોરવાનો લાગ સારો ફાવે છે તેથી ઉ- ઘાડાં વરખથી કામ કરાવવું.